

# શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તા.

કલકત્તા.

# બંધારણ અને ધારાધોરણો




—: પ્રકાશક :—

કાર્યવાહક સમિતિ

શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તા

C/o. પટેલ સમાજવાડી, ૭, ગુપ્તુ લેન, કલકત્તા–૭૦૦ ૦૦૬.



# શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તા.

કલકત્તા.

# બંધારણ અને ધારાધોરણો






—: પ્રકાશક :—
કાર્યવાહક સમિતિ
શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તા
C/o. પટેલ સમાજવાડી, ૭, ગુપ્તુ લેન, કલકત્તા–૭૦૦ ૦૦૬.

# શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તા.

## નિવેદન

બૃહતર કલકત્તામાં જુદા જુદા સ્થળે આપણાં સમાજના જ્ઞાતિ–ભાઈઓ વિખરાયેલાં રહે છે. પરસ્પર સહકાર, પ્રેમ, અથાગ પરિશ્રમ અને વેપારમાં પ્રમાણિકપણા વિ. કારણોને લઈ આપણાં સમાજે ધંધાકીય, સામાજીક તેમજ શૈક્ષણિક ક્ષેત્રમાં ઠીક પ્રમાણમાં ઉન્નતિ સાધી છે, અને કલકત્તાવાસીઓમાં લાકડાના વેપારી તરીકે સારી નામના મેળવી છે. ધંધાકીય અનુકુળતાને લઈ અલગ–અલગ સ્થળે વસવાટ હોવાં છતાં આપણામાં સંપની ભાવનાથી સમાજની દરેક વ્યકિત હંમેશા એક–બીજાના સંપર્કમાં રહે છે.

ઘણાં વર્ષોથી આપણી જ્ઞાતીના યુવાન ભાઈઓ પરસ્પર ઐકયતા અને સંગઠ્ઠન જાળવવા અવારનવાર નાના–મોટા મંડળો રચી તે દ્વારા સામાજીક તેમજ ધાર્મિક પ્રવૃત્તિઓનું સંચાલન કરતા હતા, પરંતુ આવા મંડળોના કાર્યનું યોગ્ય રીતે સંચાલન કરવા તથા આગળ નિભાવવા માટે ચોક્કસ ધ્યેય કે વ્યવસ્થિત બંધારણ તેમજ ધારાધોરણ વિ. નહોતા. અલ્પ સમયમાંજ આવા મંડળો બંધ થઈ જતાં.

જેમ જેમ આપણા સમાજમાં શિક્ષણનો ફેલાવો થતો રહ્યો, તેમ તેમ સમજદાર વ્યકિતને આ બાબત ખુબજ ખટકવા લાગી અને સમાજના યુવાન મિત્રોનું એક વ્યવસ્થિત મંડળ હોવું જોઈએ એવી ભાવના સમાજના યુવાન મિત્રોમાં જાગૃત થવા લાગી. આ ભાવનાથી પ્રેરાઈ સ્થાનિય ગુજરાતી સ્કુલમાં અભ્યાસ કરતા આપણા સમાજના વિદ્યાર્થીઓએ સંવત ૨૦૧૨માં "શ્રી નવચેતન વિદ્યાર્થી મિત્ર મંડળ" ની સ્થાપના કરેલ. આ મંડળે તેજ વર્ષે અંજાર ધરતીકંપ વખતે "ચેરિટી સીનેમા શો" દ્વારા ફાળો એકઠો કરી રાહત ફંડમાં મોકલાવેલ. આ મંડળનું સભ્યપદ વિદ્યાર્થી પુરતું મર્યાદિત હતું.

ત્યારબાદ સંવત ૨૦૧૮ (સને ૧૯૬૧) માં આપણા યુવકોના સહકારથી આ મંડળનું કાર્યક્ષેત્ર વિસ્તૃત કરવામાં આવેલ, અને મંડળના બંધારણ અને ઉદેશોમાં ફેરફાર સાથે મંડળનું નામ "શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તા" રાખવામાં આવેલ. આ મંડળે કલકત્તામાં જુદા જુદા સ્થળે પુસ્તકાલયના કેન્દ્રોની સ્થાપના કરેલ તેમજ ઘણાં સમાજોપયોગી તથા સાંસ્કૃતિક કાર્યો વ્યવસ્થિત અને શિસ્તથી પાર પાડયાં અને "શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ, કલકત્તા" એ મંડળની યોગ્યતાની કદર કરી સમાજની કાર્યવાહક સમિતિમાં પણ મંડળના બે પ્રતિનિધિઓને કાયમી સ્થાન આપ્યું. સમાજે કરેલ કદર જ મંડળની સમાજને કેટલી જરૂરત છે તેની સાક્ષી પુરી પાડે છે.

થોડા વર્ષો વિત્યા બાદ મંડળના બંધારણમાં ઘણાં સુધારા–વધારા કરવાની ખાસ આવશ્યકતા જણાઈ તે માટે તા. ૧૦–૫–૬૪ની મંડળની સાધારણ સભામાં સર્વ સંમતિથી ઠરાવ દ્વારા નક્કી કરવામાં આવેલ કે, મંડળનું બંધારણ સુવ્યવસ્થિત અને સરળ બનાવવા માટે એક બંધારણ સમિતિ રચવી અને તે સમિતિને મંડળ માટે નવું બંધારણ બનાવવાનું કાર્ય સોપેલ. ઠરાવ મુજબ તેજ સભામાં મંડળના સભ્યોમાંથી નીચે જણાવેલ ૫(પાંચ) સભ્યોની એક બંધારણ સમિતિ સર્વાનુમતે નિમવામાં આવી, અને તે સમિતિને મંડળ માટે નવું બંધારણ બનાવવાની જવાબદારી આપવામાં આવેલ.

| | | |
|---|---|---|
| (૧) | શ્રી અખૈરાજ પ્રેમજી પટેલ, B.A. | પ્રમુખ |
| (૨) | શ્રી ખીમજી લખમશી પટેલ | સભ્ય |
| (૩) | શ્રી બાબુલાલ નારાયણ પટેલ | " |
| (૪) | શ્રી નારાયણ શીવદાસ પટેલ B.Com. | " |
| (૫) | શ્રી કાનજી કરસન પટેલ | " |

ઉપરોકત બંધારણ સમિતિએ સોંપાયેલ કાર્યની જવાબદારી સમજી મંડળ માટે સુધારા–વધારા સાથેનું બંધારણ ઘણી ચર્ચા વિચારણા બાદ સર્વાનુમતે બનાવેલ. જે સમિતિએ તા. ૨૮–૧૧–૧૯૬૫ની મંડળની સાધારણ સભામાં મંડળના સભ્યો સમક્ષ રજુ કરેલ અને તેજ સભ્યોએ સર્વાનુમતે બહાલી આપેલ.

લગભગ ૨૦–૨૨ વર્ષ સુધી મંડળનું બંધારણ સન ૧૯૬૫ના સ્વરૂપ પ્રમાણે જ ચાલેલ. સમયના આટલા લાંબા પ્રવાહમાં વહેવ્યા બાદ આવેલ નવયૌવન ને જણાયું કે મંડળના બંધારણમાં હજુ એક સુધારાની જરૂરત છે, જે શાયદ સમયની માંગ તથા નવા વિચારોને એક સૈધાન્તિક રૂપ આપી શકવા માટે યોગ્ય લાગતા એક વખત ફરી બંધારણમાં સુધારાની જરૂરત જણાતા તા. ૧૯–૧૧–૧૯૮૯ની સાધારણ સભામાં સર્વ સંમતિથી લેવાયેલ નિર્ણય મુજબ એક સુધારા સમિતિની રચના કરવામાં આવેલ. જેમાં કુલ નીચે જણાવેલ ૫ (પાંચ) સભ્યોને જવાબદારી સોપવામાં આવેલ.

(૧) શ્રી તુલસીદાસ કેશરા કેશરાણી
(૨) શ્રી નારાયણ ખેતા રૂડાણી
(૩) શ્રી પુરૂષોત્તમ ગોપાલ સાંખલા
(૪) શ્રી ગૌતમ સોમજી રામાણી
(૫) શ્રી કરમશી માવજી કાનાણી

સાથે વડીલોની એક સલાહકાર સમિતિની પણ રચના તે જ સભામાં કરવામાં આવેલ જેમાં કુલ ૩ વડીલોનો સમાવેશ કરવામાં આવેલ–(૧) શ્રી ખીમજી લખમશી લીંબાણી (૨) શ્રી લખમશી નાયાં નાયાણી (૩) શ્રી અખૈરાજ પ્રેમજી માનાણી

આ પ્રમાણે ઉપરોકત સમિતિએ સલાહકાર સમિતિની સલાહો સાથે અનેક ચર્ચા વિચારણા તેમજ અનેક બેઠકો બાદ યોગ્ય તેમજ સમયાનુસાર જરૂરી એવા ફેરફારો અને સુધારા સુચવ્યા. જેને તા. ૧૨–૧૨–૧૯૯૩ની સાધારણ સભામાં રજુ કરવામાં આવેલ. ઉકત સભામાં સમિતિ દ્વારા રજુ કરેલ સુધારાઓ તથા સુચનોને અમુક ફેરફાર બાદ મંજુરી આપવામાં આવેલ અને ત્યારથી નવા બંધારણને અમલમાં મુકવામાં આવેલ.

નવા બંધારણને છપાવી પ્રસિદ્ધ કરવા માટે તેજ સાધારણ સભાયે બંધારણ સમિતિને જવાબદારી સોપેલ. બંધારણ સમિતિ પોતાની જવાબદારી ને નિભાવતા પોતાને સોપાયેલ કાર્યને પૂર્ણ કરી આ બંધારણને આપના હાથમાં સોપતાં ગર્વ અનુભવે છે.

| | | |
|---|---|---|
| કલકત્તા. | શ્રી નારાયણ ખેતા રૂડાણી | પ્રમુખ |
| રવિવાર તા. ૧૭–૧૨–૧૯૯૫ | શ્રી ગૌતમ સોમજી રામાણી | ઉપ–પ્રમુખ |
| સંવત ૨૦૫૨, માગસર વદ ૧૦. | શ્રી પુરૂષોત્તમ ગોપાલ સાંખલા | મંત્રી |
| | શ્રી મણીલાલ રામજી મેઘાણી | સહ–મંત્રી |

# શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તા.

કલકત્તા.

## બંધારણ અને ધારાધોરણો

(૧) નામ :– આ સંસ્થાનું નામ "શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તા" રહેશે.

(૨) ઉદ્દેશો :– આ મંડળ નીચે લખેલ મુજબ ઉદ્દેશો પાર પાડવા માટે સ્થાપવામાં આવેલ છે.

(ક) શારિરીક, નૈતીક તેમજ માનસિક શિક્ષાનો પ્રચાર કરવા,

(ખ) સામાજીક કાર્યોમાં સહાયતા કરવી,

(ગ) ગરીબ ભાઈ–બહેનોને શિક્ષણ તેમજ અન્ય ક્ષેત્રે યોગ્ય સહાયતા કરવી,

(ઘ) યુવાનોમાં પરસ્પર પ્રેમ, સહકાર અને સંગઠનની ભાવના કેળવવી,

(ચ) સામાજીક તેમજ રાષ્ટ્રપ્રેમ વધારવો.

(૩) પ્રવૃત્તિઓ :– ઉપર લખેલ ઉદ્દેશો પાર પાડવા આ મંડળ નીચે મુજબની પ્રવૃત્તિઓ હાથ ધરશે

(ક) પાટીદાર જ્ઞાતિના ભાઈ–બહેનોને પરસ્પર પ્રેમ, સહકાર, સેવા અને સંગઠનમાં બાંધવા તેમજ રાષ્ટ્રીય ભાવના વધારવા અવાર–નવાર જુદા જુદા સ્થળે અને સમયે સ્નેહ સમ્મેલનો, ચર્ચા સભાઓ, ધાર્મિક સભાઓ, આનંદ મેળાઓ, સાંસ્કૃતિક અને રંગારંગ પ્રદર્શનો, પ્રવાસ પર્યટનો, રમત–ગમત હરિફાઈઓ તેમજ અન્ય સભાઓનું આયોજન કરશે.

(ખ) ગરીબ, પાટીદાર ભાઈ–બહેનોને શિક્ષણ, તબીબી તેમજ અન્ય ક્ષેત્રે સહાયતા કરશે.

(ગ) સમાજમાં શિક્ષણ પ્રચાર કરવા યોગ્ય પ્રવૃત્તિઓ હાથ ધરશે, તેમજ યોગ્ય વિદ્યાર્થીઓને છાત્રવૃતિઓ વિગેરે આપશે.

(ઘ) શિક્ષણ પ્રચાર માટે પુસ્તકાલયોની સ્થાપના કરશે.

(ચ) પાટીદાર સમાજ સિવાયના અન્ય સમાજના યુવકો સાથે પ્રેમ અને સહકાર વધે તેવા પ્રસંગો ઉભા કરવા અથવા મેળવવા.

(છ) મંડળનું સ્થાયી મકાન બનાવવા પ્રયાસ કરવા.

(જ) શ્રી અખીલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજે, વખતો વખત પસાર કરેલ ઠરાવોને અમલીકરણમાં લાવવા માટે પ્રયાસ કરવા.

(ઝ) શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ, કલકત્તાના કાર્યોને પુરા પાડવા સમયો સમય સાથ અને સહકાર આપવો.

(૪) **હિસાબી વર્ષ :-** આ મંડળનું હિસાબી વર્ષ "ઈશ્વીશન" અનુસાર ૧લી એપ્રીલ થી ૩૧ માર્ચ સુધીનું રહેશે.

(૫) **વ્યાખ્યા :-** આ બંધારણમાં વાપરવામાં આવેલ શબ્દોનો અર્થ પૂર્વાપર સંબંધની વિરૂધ્ધ ન હોય તો નીચે મુજબ રહેશે.

(ક) પાટીદાર – પાટીદાર એટલે "કચ્છ કડવા પાટીદાર"

(ખ) પાટીદાર સમાજ – પાટીદાર સમાજ એટલે "શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ, કલકત્તા"

(ગ) મંડળ – મંડળ એટલે "શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તા"

(ઘ) સામાન્ય સભ્ય – "સામાન્ય સભ્ય" એટલે "શ્રી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના ભાઈ–બહેન"

(૬) **સ્થાયી ઓફીસ :-** આ મંડળની સ્થાયી ઓફીસ કલકત્તા (પશ્ચિમ બંગાળ) માં રહેશે.

(૭) **સભ્યપદ :-** આ મંડળનું સભ્યપદ નીચે મુજબ ત્રણ પ્રકારનું રહેશે.

(ક) દાતાર : એક સાથે એકજ સમયે રૂા. ૫૦૦૧/– (રૂપિયા પાંચ હજાર એક પુરા) કે તેથી વધુ રકમ આપનાર વ્યકિત આ સંસ્થાના "દાતાર" સભ્ય બની શકશે.

(ખ) આજીવન સભ્ય :– એક સાથે તેમજ એકજ સમયે રૂા. ૨૦૦/– (રૂપિયા બસ્સો) કે તેથી વધુ રમક આપનાર વ્યકિત આ સંસ્થાના આજીવન સભ્ય બની શકશે.

(ગ) સામાન્ય સભ્ય :– વાર્ષિક લવાજમ રૂા. ૨૫/– આપનાર વ્યકિત આ મંડળના "સામાન્ય સભ્ય" બની શકશે. આ લવાજમ ચાલુ માસના પ્રથમ છ માસમાં આપવાનું રહેશે.

(૮) **સભ્યપદ મેળવવાની યોગ્યતાઓ અને શર્તો :-**

(ક) ૧૫ વર્ષ થી ૪૫ વર્ષ સુધીની ઉંમરના યુવકવૃત્તિ ધરાવતાં દરેક પાટીદાર ભાઈ–બહેન આ સંસ્થાના સભ્ય બની શકશે.

(ખ) સભ્ય બનનાર વ્યકિતયે મંડળના બધા નિયમોનું ચુસ્તપણે પાલન કરવાનું રહેશે.

(ગ) પ્રવેશ ફી : મંડળનું સભ્યપદ મેળવવા માટેની પ્રવેશ ફી રૂા. ૨૫/– આપવાની રહેશે.

(૯) **સભ્યપદની સમાપ્તિ :**

(ક) મંડળના કોઈપણ સભ્યનું વર્તન મંડળના હિતને હાનીકારક જણાશે તો તેવા સભ્યનું સભ્યપદ મંડળની તે વખતની ચાલુ કાર્યવાહક સમિતિ બહુમતીથી રદ કરી શકશે.

નોંધ : કોઈ સભ્યનું વર્તન મંડળના હિતને હાનીકારક છે કે નહિ તેનો નિર્ણય તે વખતની મંડળની કાર્યવાહક સમિતિ બહુમતીથી કરશે અને તેનો લીધેલ નિર્ણય સૌ સભ્યોને માન્ય રહેશે.

(ખ) કોઈપણ સામાન્ય સભ્યનું વાર્ષિક લવાજમ ચાલુ વર્ષની આખર સુધીમાં નહીં આવેલું હોયતો તેવા સભ્યનું સભ્યપદ ખબર આપ્યા વિના રદ થયેલું ગણાશે.

નોંધ : આવા સભ્યને ફરીથી મંડળનું સભ્યપદ મેળવવું હશે ત્યારે અગાઉની બાકી રહેલ સભ્ય ફી અને ચાલુ સાલની સભ્ય ફી આપી તે વખતની મંડળની કાર્યવાહક સમિતિની માન્યતાથી ફરીથી સભ્ય બની શકશે.

**૧૦. મતાધિકાર**

(ક) દરેક પ્રકારના સભાસદોને આ સંસ્થાની સભાઓમાં મત આપવાનો અધિકાર રહેશે.

(ખ) દરેક સભ્ય સભામાં પોતે હાજરી આપી એક વખતે એક મત નોંધાવી શકશે.

(ગ) જે સામાન્ય સભ્યનું વાર્ષિક લવાજમ ચાલુ સાલના પ્રથમ ૬ (છ) માસ સુધીમાં આવેલ નહી હોય તેવા સભ્યને સભામાં મત આપવાનો અધિકાર રહેશે નહી. પરંતુ પ્રમુખશ્રીની પરવાનગીથી બાકી રહેલું લવાજમ તે સભામાં આપી પોતાનો મત આપી શકશે.

**૧૧. સભાઓ**

આ મંડળની નીચે લખેલ મુજબ ત્રણ પ્રકારની સભા બોલાવી શકાશે

(ક) સાધારણ સભા :– મંડળની સાધારણ સભા વર્ષમાં બે વખતે અર્ધ વાર્ષિક અને વાર્ષિક સભા, બોલાવવામાં આવશે.

– અર્ધ વાર્ષિક સાધારણ સભા વર્ષ ના પ્રથમ છ માસ પુરા થતાં પાછળના ૪ માસની અંદર બોલાવવાની રહેશે.

– વાર્ષિક સાધારણ સભા વર્ષ પુરૂ થતાં પાછળનાં એક માસની અંદર બોલાવવાની રહેશે.

(ખ) અસાધારણ સભા :– ખાસ કારણસર કાર્યવાહક સમિતિને જરૂર જણાય અથવા ૨૫ કે તેથી વધુ સભ્યોની લેખીત માંગણીથી બોલાવવામાં આવનાર સભાને અસાધારણ સભા કહેવામાં આવશે.

(ગ) ખાસ સભા :– મંડળ ના બંધારણ અને ધારા ધોરણોમાં ફેરફાર કરવા માટે અથવા મંડળ ની કાર્યવાહક સમિતિની વિરૂધ અવિશ્વાસ પ્રસ્તાવ પસાર કરવા માટે બોલાવવામાં આવેલ સભાને ખાસ સભા કહેવામાં આવશે.

**૧૨. આવશ્યક ઉપસ્થિતિ (કોરમ)**

મંડળની સભાઓનું કાર્ય આરંભ કરવા માટે નીચે લખેલ મુજબ આવશ્યક ઉપસ્થિતિ.(કોરમ) ની જરૂરત રહેશે.

**સાધારણ સભા :–** આ સભા ની આવશ્યક ઉપસ્થિતિ (કોરમ) મંડળ ના ૪૦ (ચાલીસ) સભ્યો અથવા મંડળ ના કુલ સભ્યો ના એક ચતુર્થાસ સભ્યો યા બન્નેમાંથી જે સંખ્યા ઓછી હોય તેટલા સભ્યોની જરૂરી રહેશે. સભાનાં ઠરાવેલ સમયથી અડધા કલાકમાં આવશ્યક ઉપસ્થિતિ (કોરમ) ની પૂર્તિ નહી થાય તો તે સભા મુલત્વી રાખવામાં આવશે, અને આ રીતે મુલત્વી રહેલ સભા અસલ સભાના નક્કી કરેલા સમય ની એક કલાક પછી અને પંદર દિવસ ની અંદર મંત્રી ફરીથી બોલાવશે અને અસલ સભા માટે નક્કી કરેલા કાર્યો શિવાય નાં બીજા કાર્યો આવી સભામાં થઈ શકસે નહી, અને આવી બોલાવેલ સભામાં આવશ્યક ઉપસ્થિતિ (કોરમ) ની જરૂરત રહેશે નહી.

**અસાધારણ સભા :-** આ પ્રકારની સભાઓ માટે આવશ્યક ઉપસ્થિતિ સાધારણ સભાની માફકજ રહેશે.

**ખાસ સભા :-** આવી સભામાં આવશ્યક ઉપસ્થિતિ (કોરમ) મંડળના કુલ સભ્યોના એક ચતુર્થાંસ સભ્યોની જરૂરી રહેશે. બંધારણમાં ફેરફાર કરતો પ્રસ્તાવ પસાર કરવા માટે સભામાં ઉપસ્થિતિ કુલ સભ્યો ના બે તૃતિયાંસ સભ્યોની સહમતી હોવી જરૂરી રહેશે.

**૧૩. સાધારણ સભાઓનો કાર્યક્રમ :-**

વાર્ષિક સાધારણ સભા – આ સભામાં નીચે મુજબ કાર્યો હાથ ધરવામાં આવશે.

(ક) મંડળના પ્રમુખશ્રી સભાનું પ્રમુખ સ્થાન ગ્રહણ કરશે અને સભાનું સંચાલન કરશે.

(ખ) મંત્રી ગત સાધારણ સભાની મીનીટ બુકનું વાંચન સભામાં કરશે. ચાલુ સભામાં ધરાનાર કાર્યોની યાદી વાંચી સંભળાવશે, ચાલુ સભાથી આગળની સાધારણ સભાની વચ્ચેના સમયમાં કાર્યવાહક સમિતિએ કરેલ કાર્યો તેમજ બનાવેલ પેટા નિયમોની આછી રૂપરેખા સભામાં રજુ કરશે.

(ગ) ગત વર્ષ નો મંડળનો આવક–જાવકનો ઓડીટ થયેલ હિસાબ રજુ કરવામાં આવશે.

(ઘ) પ્રત્યેક બીજા વર્ષે મંડળ ના પ્રમુખશ્રી, મંત્રીશ્રી તથા કાર્યવાહક કમિટીની ચુંટણી કરવામાં આવશે.

(ચ) ચુંટાયેલ કાર્યવાહક કમિટી અલગ બેસી ને નીચે મુજબ મંડળના હોદેદારોં ની વરણી બહુમતી થી કરશે.

(૧) ઉપ–પ્રમુખ

(૨) સહ – મંત્રી

(૩) કોષાધ્યક્ષ

(૪) સહ – કોષાધ્યક્ષ

(છ) પ્રમુખશ્રી અને મંત્રીશ્રી ની ચુંટણી નું કાર્ય સંભાળવા માટે એક ચુંટણી અધિકારી અને એક સહાયક ચુંટણી અધિકારી ની ચુંટણી કરવામાં આવશે. જેના કાર્યકાલની મુદત બે વર્ષ માટેની રહેશે.

(જ) મંડળનો આવક–જાવક નો હિસાબ ઓડીટ કરવા ૨ (બે) ઓડીટરો ની મંડળ ના સભ્યોમાંથી ચુનાવ કરવામાં આવશે.

(ટ) જરૂરત જણાતા સભા ટ્રસ્ટી મંડળની નિમણુંક કરશે.

(ઠ) સભાનાં કોઈપણ સભ્યને કોઈપણ ઠરાવ રજુ કરવો હશે તો તે પ્રમુખશ્રીની મંજુરીથી લેખીત અથવા મૌખીક રીતે રજુ કરી શકશે.

**૧૪. મંડળના પ્રમુખશ્રી તથા મંત્રીશ્રી ની ચુંટણી :-**

(ક) મંડળના પ્રમુખશ્રી તથા મંત્રીશ્રી નો ચુનાવ મંડળ ની વાર્ષિક સાધારણ સભામાં મંડળના સભ્યો દ્વારા પ્રત્યક્ષ રીતે કરવામાં આવશે.

(ખ) પ્રમુખશ્રી તથા મંત્રીશ્રી નો કાર્યકાલ બે વર્ષ માટેનો રહેશે.

(ગ) ચુંટાયેલ પ્રમુખ અને મંત્રી મંડળની કાર્યવાહક સમિતિના પદેન સભ્ય (Ex.-officio) ગણાશે અને બંધારણમાં જણાવેલ જરૂરી સત્તાઓ ભોગવશે તેમજ કર્તવ્યો નું પાલન કરશે.

(ઘ) પ્રમુખ અને મંત્રી ની ચુંટણી કાર્યવાહક સમિતિ ના સભ્યોની ચુંટણી થી પહેલા કરવાની રહેશે.

(ચ) પ્રમુખ અથવા મંત્રી નું પદ ચાલુ કાર્યકાલ દરમ્યાન કોઈપણ કારણોવસાત ખાલી થશે તો તે પદની પૂર્તિ કરવાનો અધિકાર સામાન્ય સભાને રહેશે અને તેવા પદ માટે નો ચુનાવ પદ ખાલી થવાના સમય થી બે માસ ની અંદર કરવાનો રહેશે.

**૧૫. કાર્યવાહક સમિતિ :-**

મંડળનું કામકાજ ચલાવવા માટે મંડળ ના સભ્યો નવા સાલની વાર્ષિક સાધારણ સભામાંથી ૨૯ સભ્યો ની એક કાર્યવાહક સમિતિની ચુંટણી કરશે. વાર્ષિક સાધારણ સભામાં ચુંટાયેલ પ્રમુખ અને મંત્રી કાર્યવાહક સમિતિ ના પદેન સભ્યો ગણાશે. અને આમ કુલ ૩૧ સભ્યોની કાર્યવાહક સમિતિ રહેશે.

**કો-ઓપ્ટઃ** કાર્યવાહક સમિતિને મંડળના બાકી રહેલ સભ્યોમાંથી ૨ (બે) કો-ઓપ્ટ સભ્યો ચુંટવાનો અધિકાર રહેશે. અને આવા ચુંટાયેલ સભ્યો પણ કાર્યવાહક સમિતિના સભ્યો તરીકે ઓળખાશે.

**૧૬. પ્રમુખની સત્તાઓ અને ફરજો :-**

(ક) મંડળની દરેક પ્રકારની સભાઓનું પ્રમુખ સ્થાન સંભાળશે અને સભાનું સંચાલન કરશે.

(ખ) મંડળના બંધારણમાં લખાયેલ કોઈ પણ શબ્દ અથવા વાકયના અર્થ બાબત મતભેદ થતા તેવા શબ્દ અથવા વાકય બાબત પ્રમુખે માન્ય કરેલ અર્થ આખરી ગણાશે અને તે નિર્ણય બધા સભ્યોને બંધન કારક રહેશે.

(ગ) કોઈપણ સભાના મતદાન વખતે પ્રમુખ પોતાનો સભ્ય તરીકેના મતનો ઉપયોગ કરી શકશે. પરંતુ કોઈ વિષય ઉપર મત લેતા બન્ને પક્ષે સમાન મતો હશે તેવા પ્રસંગે પ્રમુખને વધારાનો નિર્ણાયક મત આપવાનો અધિકાર રહેશે.

(ઘ) મંડળની કોઈ પણ પ્રકારની સભા બોલાવવાનો બંધારણના નિયમોને આધીન રહીને પ્રમુખને અધિકાર રહેશે.

(ચ) વર્ષ દરમ્યાન તે પોતાના હોદદાથી ખસી જવા માંગતા હશે તો તેઓ યોગ્ય કારણ જણાવતું રાજીનામું કાર્યવાહક સમિતિને સોપી શકશે, જે સાધારણ સભામાં અથવા અસાધારણ સભામાં મંજૂર થયેથી તેઓ પોતાની જવાબદારીમાંથી મુકત થઈ શકશે.

(છ) પ્રમુખશ્રી મંડળના કાર્ય ચલાવવા જરૂરી જણાય તો એક સમયે રૂા. ૧૦૦૦/- (રૂપિયા એક હજાર પુરા) સુધીનો ખર્ચ કાર્યવાહક સમિતિની પૂર્વ મંજુરી મેળવ્યા વિના કરી શકશે. આ ખર્ચ કરાયેલ રકમના વાઉચરો વિગેરે ખર્ચ થવાના દિવસ પછી પ્રથમ મળનાર કાર્યવાહક સમિતિની સભામાં રજુ કરવાના રહેશે.

**૧૭. ઉપપ્રમુખની સત્તાઓ અને ફરજો :**

(ક) પ્રમુખની ગેરહાજરીમાં પ્રમુખની બધી સત્તાઓ ભોગવશે અને ફરજોનું પાલન કરશે.

(ખ) પ્રમુખને મંડળના દરેક કાર્યમાં સાથ અને સહકાર આપશે.

(ગ) ઉપ–પ્રમુખ પોતાના હોદદાથી મુકત થવા માંગતા હોયતો તેઓ યોગ્ય કારણ જણાવતું લેખીત રાજીનામું પ્રમુખને સોપી શકશે. જે મંજુર થવાથી પોતાની જવાબદારીમાંથી મુકત થઈ શકશે.

નોંધ : મંડળની કોઈપણ સભાના પ્રમુખ અને ઉપ–પ્રમુખ બન્ને ગેરહાજર હશે તો સભામાં હાજર રહેલ મંડળના સભ્યો પોતામાંથી કોઈ એક સભ્યને બહુમતીથી તે સભાના પ્રમુખ તરીકે ચૂંટશે. અને આવા ચુંટાયેલ પ્રમુખને સભાના વખતે પ્રમુખની બધી સત્તાઓ ભોગવશે અને શર્તોનું પાલન કરશે.

**૧૮. મંત્રીની સત્તાઓ અને ફરજો :**

(ક) મંત્રી મંડળના બંધારણની કલમ ૧૧ મુજબ ની બધી સભાઓ બોલાવશે અને તેની જાણ સભ્યોને સભાના ઠરાવેલા સમયથી સાત દિવસ આગળ આપશે અથવા અપાવશે.

(ખ) કાર્યવાહક સમિતિની સભાઓ બોલાવશે જેની જાણ કાર્યવાહક સમિતિના સભ્યને સભાના ઠરાવેલ સમયથી ત્રણ દિવસ પહેલા કરશે પરંતુ તાત્કાલિક કારણોવશાત કાર્યવાહક સમિતિની સભા, સભાના સમયથી ૨૪ કલાક પહેલા ખબર આપી બોલાવી શકશે.

(ગ) પ્રમુખની સલાહ અને સહમતીથી સભાનું સ્થાન, દિવસ અને સમય નકકી કરશે.

(ઘ) મંડળની દરેક પ્રકારની સભાઓની કાર્યવાહીની નોંધ (મીનીટ બુક) રાખશે. અને મંડળના કાર્યાલયનું સંચાલન કરશે.

(ચ) મંત્રી મંડળનું દૈનાદિક કાર્ય ચલાવવા માટે જરૂરી જણાતા એક સમયે રૂા. ૫૦૦/– (પાંચસો) સુધીનું ખર્ચ કાર્યવાહક સમિતિની પૂર્વ મંજુરી વિના કરી શકશે. આ રીતે ખર્ચ કરાયેલ રકમના વાઉચરો ખર્ચ થવાના દિવસ પછી પ્રથમ મળનાર કાર્યવાહક સમિતિની સભામાં રજુ કરવાના રહેશે.

(છ) મંડળના સભ્યોની યાદી રાખશે અને બીજી પણ દરેક પ્રકારની જરૂરી નોંધ સાચવશે.

(જ) મંડળે પસાર કરેલ ઠરાવોનો યોગ્ય અમલ કરશે અને કરાવશે.

(ઝ) મંડળના સભ્યો પાસેથી ખજાનચી દ્વારા સભ્ય ફી વસુલ કરાવશે અને પહોંચો અપાવશે.

(ટ) મંડળના કોઈપણ સભ્ય તરફથી મંડળનો આવક જાવકનો હિસાબ જોવા બાબત લેખીત નોટિશ મળવાથી તેવા સભ્યને મંડળનો હિસાબ બતાવવાની વ્યવસ્થા કરાવશે.

(ઠ) મંડળને અપાનાર ભેટોનો પ્રમુખ વતી સ્વીકાર કરશે અને તેની પહોંચોં આપશે અથવા અપાવશે.

(ડ) મંત્રી કાર્યવાહક સમિતિએ કરેલ કાર્યોની રૂપરેખા મંડળની દરેક સાધારણ સભામાં રજુ કરશે.

(ઢ) મંડળની વાર્ષિક સાધારણ સભાની જાણ ચુંટણી અધિકારી ને સભાના ઠરાવાયેલ સમયથી સાત દિવસ પહેલા કરશે અને સભાના ઠરાવાયેલ સમયથી ૭૨ કલાક પહેલા મંડળના રજીસ્ટરમાં નોંધાયેલ કુલ સભ્યોની યાદી ચુંટણી અધિકારીને આપશે અથવા અપાવશે.

(ણ) મંત્રી પોતાના હોદ્દાથી મુકત થવા માંગતા હોયતો તેઓએ તે માટેનું યોગ્ય કારણ જણાવતું લેખીત રાજીનામું મંડળના પ્રમુખને સોપી શકશે. જે મંડળની સાધારણ અથવા અસાધારણ સભામાં મંજુર થયેથી પદથી મુકત થઈ શકશે.

૧૯. **સહમંત્રીની સત્તા અને ફરજો :**

(ક) મંત્રીને મંડળના દરેક કાર્યમાં સાથ અને સહકાર આપશે.

(ખ) મંત્રીની ગેર હાજરીમાં મંત્રીની બધી સત્તાઓ ભોગવશે અને ફરજોનું પાલન કરશે.

(ગ) સહમંત્રી પોતાના હોદ્દાથી મુકત થવા માંગતા હોયતો તે માટેનું યોગ્ય કારણ જણાવતું લેખીત રાજીનામું મંત્રીને સોપી શકશે તે મંજુર થયેથી તેઓ તે પદથી મુકત થઈ શકશે.

૨૦. **ખજાનચીની સત્તાઓ અને ફરજો :**

(ક) મંડળનો આવક જાવકનો આર્થિક હિસાબ રાખશે.

(ખ) મંડળના સભ્યો પાસેથી નિયમાનુસાર સદસ્ય ફી વસુલ કરશે અથવા કરાવશે અને તેની રસીદ આપશે.

(ગ) મંડળના ખર્ચના વાઉચરો સાચવશે.

(ઘ) દર વર્ષની વાર્ષિક સભામાં મંડળનો પુરા વર્ષનો આવક જાવકનો હિસાબ ઓડીટ કરાવી મંત્રીની મંજુરીથી સભા સમક્ષ રજુ કરશે.

(ચ) કાર્યવાહક સમિતિની સુચના મુજબ મંડળની જમા રહેતી રકમનું રોકાણ કરશે.

(છ) મંત્રીની સુચનાથી મંડળના સભ્યોને આવક જાવકનો હિસાબ બતાવશે.

(જ) મંડળનું હિસાબી વર્ષ પુરૂ થતા વાર્ષિક સાધારણ સભાથી પહેલા મંડળનો આવક જાવકનો હિસાબ મંડળના ઓડિટરને ઓડિટ કરવા સોંપવાનો રહેશે.

(ઝ) ખજાનચી પોતાના હોદ્દાથી મુકત થવા માંગતા હોય તો તે માટેનું યોગ્ય કારણ જણાવતું લેખીત રાજીનામું તેઓ મંત્રી વતી મંડળના પ્રમુખને સોંપી શકશે અને જે મંજુર થવાથી તેઓ પદથી મુકત થઈ શકશે.

૨૧. **સહ-ખજાનચીની સત્તાઓ અને ફરજો :**

(ક) ખજાનચીને મંડળના કાર્યોમાં સાથ અને સહકાર આપશે.

(ખ) ખજાનચીની ગેરહાજરીમાં તેઓ ખજાનચીની પુરી સત્તા અને ફરજો ભોગવશે.

(ગ) પોતાના પદથી મુકત થવા માંગતા હોયતો તે માટે યોગ્ય કારણ જણાવતું રાજીનામું મંત્રી વતી પ્રમુખને સોપી શકશે જે મંજુર થયેથી પદથી મુકત થઈ શકશે.

નોંધ : પ્રમુખ અને મંત્રી તરફથી કાર્યકાલ દરમ્યાન આવેલ રાજીનામા બાબત વિચારણા કરવા મંત્રી, મંડળની અસાધારણ સભા બોલાવશે તેમજ મંત્રી અને પ્રમુખ સિવાયના બીજા કોઈપણ હોદ્દેદારો તરફથી કાર્યકાલ દરમ્યાન આવેલ રાજીનામા પર વિચારણા કરવા મંત્રી કાર્યવાહક સમિતિની સભા બોલાવશે અને તે બાબતોનો નિર્ણય તેવી સભાઓમાં બહુમતીથી કરવામાં આવશે.

**૨૨એ ચુંટણી અધિકારીની સત્તાઓ અને ફરજો :**

(ક) મંડળના પ્રમુખ અને મંત્રીની ચુંટણીનું કાર્ય, ચુંટણી માટેના નિયમો અનુસાર નિષ્પક્ષપણે કરશે.

(ખ) પ્રમુખ અને મંત્રી પદ માટે ઉમેદવારી પત્રકો સ્વીકારશે.

(ગ) ઉમેદવારી પત્રક પાછું ખેંચવાના સમય બાદ રહેલ ઉમેદવારી પત્રકોની ચકાસણી કરશે.

(ઘ) ઉમેદવારી પત્રક યોગ્ય સ્વીકૃત રીતે ભરાયેલ ન હોય અથવા ઉમેદવારે ઉમેદવારી માટેની જરૂરી શરતોનું પાલન કરેલ ન હોય તો તેવા ઉમેદવારી પત્રકો રદ કરી શકશે.

(ચ) ઉમેદવારી પત્રકોમાં જણાવેલ માહિતી બાબત ચુંટણી અધિકારીને જરૂરી જણાતા સંબંધીત ઉમેદવારને અથવા ટેકેદારોને પોતાની સમક્ષ રૂબરૂ બોલાવી શકશે.

(છ) ચુનાવ કાર્યના સંચાલનમાં મંડળના કોઈપણ સભ્ય અથવા સભ્યોનો સહકાર લઈ શકશે, પરંતુ આવા સભ્ય અથવા સભ્યો સંબંધીત પદ માટેના ઉમેદવાર અથવા ટેકેદાર ન હોવા જોઈએ.

(જ) ચુંટણી અધિકારી તેમજ સહાયક ચુંટણી અધિકારી મંડળના અન્ય કોઈપણ પદ માટે ઉમેદવારી નોંધાવી શકશે નહી તેમજ પદ માટેના ઉમેદવારને ટેકો પણ આપી શકશે નહી.

(ઝ) ચુંટણીમાં પોતાનો મત સ્વતંત્ર રીતે આપી શકશે.

(ટ) ચુંટણી બાદ સફળ ઉમેદવારોની જાહેરાત સભામાં કરશે અને તેની લેખીત યાદી સભાના પ્રમુખને આપશે.

(ઠ) અનિવાર્ય સંજોગોમાં ઉમેદવારી પત્રક ભરવાના તેમજ પાછું ખેંચવાના સમયમાં પરિવર્તન કરી શકશે.

(ડ) ચુંટણીના સંચાલન માટે જરૂરી ખર્ચ કરી શકશે અને આવા થયેલ ખર્ચનું વિવરણ કાર્યવાહક સમિતિને આપવાનું રહેશે.

(ઢ) ચાલુ કાર્યકાલ દરમ્યાન પ્રમુખ અથવા મંત્રી અથવા બન્નેનું સ્થાન ખાલી થતાં તે પદ અથવા પદો માટેની ચુંટણીની વ્યવસ્થા જરૂરી સુચના મલ્યા બાદ બે માસની અંદર કરવાની રહેશે, અને પ્રમુખની સલાહથી ચુંટણીની તારીખોની જાહેરાત કરશે.

(ણ) ચાલુ કાર્યકાલ દરમ્યાન પદથી છુટા થવા માંગતા હોયતો યોગ્ય કારણ જણાવતું પોતાના પદનું લેખીત રાજીનામું મંડળના પ્રમુખને સોંપી શકશે, જે મંજુર થવાથી પદ મુકત થઈ શકશે.

**૨૨બી સહાયક ચુંટણી અધિકારીની સત્તાઓ ફરજો :**

(ક) ચુંટણીનાં કાર્યોમાં ચુંટણી અધિકારીને સહાયતા કરશે.

(ખ) ચુંટણી અધિકારીની ગેરહાજરીમાં તેમની સત્તાઓ ભોગવશે તેમજ ફરજોનું પાલન કરશે.

(ગ) કાર્યકાલ દરમ્યાન પદથી છુટા થવા માંગતા હોયતો યોગ્ય કારણ જણાવતું પોતાના પદનું લેખીત રાજીનામું મંડળના પ્રમુખને સોંપી શકશે જે મંજુર થવાથી પદ મુકત થઈ શકશે.

નોંધ : મંડળના પદો માટે ચુંટણીનું સંચાલન નિષ્પક્ષ પણે કરવા માટે મંડળની વાર્ષિક સાધારણ સભામાં મંડળના સભ્યોમાંથી એક ચુંટણી અધિકારી તેમજ એક સહાયક ચુંટણી અધિકારીની

નિમણુંક કરવામાં આવશે. ચુંટણી અધિકારીઓનો કાર્યકાલ બે વરસ માટેનો રહેશે અને જયાસુધી નવા ચુંટણી અધિકારીની નિમણુંક ન થાય ત્યા સુધી તેઓ ચુંટણી સંબંધિત કાર્યોનું સંચાલન નિષ્પક્ષપણે કરશે.

૨૩. **સભ્યોની સત્તાઓ અને ફરજો :**

(ક) મતાધિકાર ભોગવશે.

(ખ) મંડળના કોઈપણ હોદ્દા માટે ઉમેદવારી નોંધાવી શકશે.

(ગ) મંડળનો આવક જાવકનો હિસાબ જોવાનો અધિકાર રહેશે, પરંતુ આ માટે તેવા સભ્યે મંત્રીને લેખીત અરજી ૭ (સાત) દિવસ પહેલાં આપવાની રહેશે.

(ઘ) મંડળની સભાઓમાં મંડળથી સંબંધિત કોઈપણ વિષય ઉપર પોતાનો ઠરાવ રજુ કરી શકશે પણ તેવા ઠરાવની લેખીત સુચના મંડળના મંત્રીને સભાના ઠરાવેલ સમયથી ઓછામાં ઓછા ૨ (બે) કલાક પહેલા આપવાની રહેશે, પરંતુ પ્રમુખની પરવાનગીથી તેઓ પોતાનો ઠરાવ પૂર્વ સુચના આપ્યા વિના પણ સભામાં રજુ કરી શકશે.

(ચ) ઓછામાં ઓછા ૨૫ (પચ્ચીસ) સભ્યોની લેખીત માંગણીથી મંડળની સભા બોલાવી શકશે પરંતુ આવી સભા બોલાવવા માંગતા સભ્યોએ સભા બોલાવવાનું કારણ જણાવતો અરજી પત્ર મંડળના મંત્રીને આપવાનો રહેશે. પરંતુ મંત્રી આવો અરજી પત્ર મળ્યા પછી ૧૫ (પંદર) દિવસમાં મંડળની સભા ન બોલાવે તો તેવા સભ્યો પોતે મંડળના બાકી સભ્યોને આ બાબત જાણ કરી મંડળની સભા બોલાવી શકશે.

(છ) મંડળે પસાર કરેલ બધા નિયમોનું ચુસ્તપણે પાલન કરશે.

(જ) મંડળના ઉદ્દેશો પાર પાડવામાં સહાયતા કરવાની પોતાની ફરજ સમજશે.

૨૪. **કાર્યવાહક સમિતિના નિયમો અને સત્તાઓ :**

(ક) કાર્યવાહક સમિતિ પોતાનું કાર્ય ચલાવવા માટે બંધારણ અનુરૂપ પેટા નિયમો સમિતિની બહુમતીથી બનાવી શકશે અને આવા બનેલ પેટા નિયમો મંડળના નિયમો પૈકી ગણાશે.

(ખ) કાર્યવાહક સમિતિ જરૂરત જણાતા કોઈ કાર્ય પેટા સમિતિની નિમણુંક કરી પુરી કરી શકશે.

(ગ) મંડળના જમા રહેલ નાણાનો વહિવટ કરવા માટે કાર્યવાહક સમિતિ પાંચ જણની સહીથી કોઈપણ ભારતીય બેંક / બેંકોમાં ખાતું ખોલાવી તેનો વહિવટ પાંચમાંથી કોઈપણ બે જણની સંયુકત સહીઓથી કરાવશે અથવા અન્ય કોઈપણ સમિતિને યોગ્ય લાગે તેવા સુરક્ષિત સ્થળે રાખી શકશે.

(ઘ) રાજીનામા, મૃત્યુ કે બીજા કોઈપણ કારણ વસાત પ્રમુખ અને મંત્રી સિવાય કાર્યવાહક સમિતિમાં ખાલી થયેલ જગ્યાઓ પુરવાનો અધિકાર સમિતિ ભોગવશે.

(ચ) પ્રમુખ અને મંત્રી સિવાયના કાર્યવાહક સમિતિના સભ્યોમાંથી કોઈપણ સભ્ય સમિતિના લાગ લગાટ ત્રણ સભાઓમાં લેખીત કારણ આપ્યા વિના ગેરહાજર રહેશે તો તેવા સદસ્યને સમિતિમાંથી જરૂરી જણાતા રદ્દ કરી શકાશે અને આમ રિકત થયેલ સ્થાનની પૂર્તિ કાર્યવાહક સમિતિ મંડળના સભ્યોમાંથી કરી શકાશે.

(છ) આકસ્મિત ખર્ચ : મંડળના ઉદ્દેશો (બંધારણની કલમ–૨) ને પુરા પાડવા માટે તેમજ અન્ય યોગ્ય ક્ષેત્રે કાર્યવાહક કમિટી તે વર્ષ દરમ્યાન વધુમાં વધુ રૂા. ૧૦૦૦૦/– (રૂા. દશહજાર) સુધીનો ખર્ચ કરી શકશે. પણ આવા ખર્ચને ખર્ચ પછી મળનાર સામાન્ય/સાધારણ સભામાં બહુમતીથી પાસ કરાવવા જરૂરી રહેશે.

(જ) મંડળના પ્રમુખ, મંત્રી અને અન્ય સભ્યો ચુંટણીઓ બાબત વખતોવખત ચુંટણી સંબંધીત નિયમો બનાવી શકશે.

૨૫. **કાર્ય પધ્ધતિ :**

મંડળની સભાઓમાં ઉપર દર્શાવેલ અપવાદો સિવાય બહુમતીથી નિર્ણય લેવામાં આવશે અને બન્ને પક્ષે સમાન મતો પડે તેવા પ્રસંગે પ્રમુખ પોતાનો નિર્ણાયક મત આપી નિર્ણય જાહેર કરી શકશે.

૨૬. **મિલ્કતોનો સ્વીકાર :**

મંડળના હિત કે ઉપયોગ માટે ભેટો, કાયમના ટ્રસ્ટ ફંડો અથવા મકાનો મંડળના કોઈપણ સભ્યો કે બીજા કોઈપણ સભ્યો આ મંડળને ભેટ આપવા ઈચ્છા ધરાવે તો કાર્યવાહક સમિતિ મંડળના બંધારણોને અનુકુળ શરતોએ તેવી ભેટો, ફંડો કે મકાનો સ્વીકારી શકશે.

૨૭. **ઓડીટ :**

મંડળની સધારણ સભા મંડળનો હિસાબ ઓડિટ કરવા ઓડીટરની નીમણુંક કરશે આવા નિમાયેલ ઓડીટરે વર્ષનાં અંતે મંત્રી દ્વારા તેને સોપાયેલ આવક જાવકનો હિસાબ ખજાનચીની મદદથી તપાસી યોગ્ય સમયમાં મંત્રીને તે હિસાબ પર પોતાની સહીઓ કરી પાછો સોપશે. ઓડીટર પોતાનો ઓડીટ રીર્પોટ હિસાબ સાથે જરૂરી જણાતા આપી શકશે.

૨૮. **મંડળનું સમાપન :**

જો આ મંડળને બંધ કરવુ હોયતો મંડળના લેવડ–દેવડનો હિસાબ કરી બાકી જે સંપતિ રહે તે સભ્યોને આપવામાં અથવા સભ્યો વચ્ચે વહેંચણી કરવામાં આવશે નહી. પરંતું આ સંપત્તિ આ મંડળના ઉદ્દેશોને મળતી કોઈ બીજી સંસ્થાને સોપવામાં આવશે.

૨૯. **બંધારણમાં ફેરફાર :**

મંડળના બંધારણમાં કોઈપણ જાતનો સુધારો વધારો કે આવશ્યક ફેરફાર કરવાની સત્તા મંડળ ની સાધારણ સભાને રહેશે, પરંતુ આવો પ્રસ્તાવ પસાર કરવા માટે ખાસ સભાના નિયમા અનુસાર આવશ્યક ઉપસ્થિતી તેમજ મંડળના સભ્યોની જણાવેલ સંખ્યાની સહમતી હોવી જરૂરી રહેશે.

નોંધ : તા. ૧૨–૧૨–૯૩ના રોજ મળેલ સાધારણ સભામાં આગળના બંધારણમાં સમયો સમય થયેલ ફેરફાર ને સુધારા તથા વધારા સાથે રજુ કરવામાં આવેલ અને તેને સર્વ સહમતીથી બહાલી આપવામાં આવેલ આમ તા. ૧૨–૧૨–૯૩ થી નવું બંધારણ અમલમાં આવેલ.

લી. — લી.

**પુરૂષોત્તમ ગોપાલ સાંખલા** — **નારાયણ ખેતા રૂડાણી**

મંત્રીશ્રી — પ્રમુખશ્રી

